# गौरक्षक.



છપાવી પ્રસિદ્ધ કરનાર.
ભાવનગર ગૌરક્ષક સભા.
ભાવનગર.
આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦



અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લોવર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ" માં
નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યું.
સંવત ૧૯૪૭ સન ૧૮૯૦

# પ્રસ્તાવના.

ભાવનગરના પ્રેમાળ સખી ગ્રહસ્થ રા. રા. દેશાઈ હરીપ્રસાદ સંતોષરામ જે. પી. ના ભવિષ્યની દિલગિરી દાખવવા તા૦ ૧૧–૫–૯૦ ના રોજ એક દબદબા ભરેલી સભા ભાવનગરમાં ગૌરક્ષક સભા તરફથી ઘોઘાને દરવાજે દશાશ્રીમાળી વાણીઆ જ્ઞાતિના વંડામાં એકઠી મળી હતી ને પ્રસંગે આશરે ૫૦૦ ઉપરાંત સારા સારા સભ્ય પુરૂષો-એ દિલગિરી ભરેલ સમયે એકઠા મળ્યા હતા.

સભાપતિની ખુરશી રાવસાહેબ ગણપતરાવ અમરતરાવે લીધા બાદ રા. દયાળજી કરશનજી વકીલે દેશાઈ શ્રીના ભવિષ્યને માટે દિલગીરી બતાવવાની તથા તેમના કુટુંબને એક દિલાસો દેવાની અને તેમનું નામ કાયમ રાખવાને સભા તરફથી ઘટીત યોજના કરવાની દરખાસ્ત કરી તે બહાલ થતાં દીલાસા પત્ર રા. જાદવજી માહાવજી ગાંધીએ વાંચી સંભળાવ્યો તથા સભાએ દેશાઈશ્રીના સ્વર્ગે વાસથી થતી ખોટ દિલદીરીથી પ્રદર્શિત કરી એટલે મર્હુમ દેશાઈશ્રીના પુત્ર રા. ગીરજાપ્રસાદ હરીપ્રસાદે પોતાના પિતા પ્રત્યેની સભાની લાગણીને માટે ઉપકાર માની જણાવ્યું કે મારા મર્હુમ પીતાશ્રીને માટે સભા આટલી બધી લાગણી ધરાવે છે અને અમારા કુટુંબ ઉપર અકથ પ્રેમ દર્શાવી દીલાસાપત્ર આપે છે તે માટે અમે સભાના પૂર્ણ આભારી છીએ વળી મારે કહેવું જોઈએ કે મા-- -

પિતાશ્રીની લાગણીથી સભા તેઓનું નામ કાયમ રાખવા ફંડ ઉભું કરી ખર્ચના બોજામાં ઉતરવા તૈયાર થઈ છે. પણ સભા પાસે હું વિનતી કરી માગી લઉં છું કે અમારા પિતાશ્રીની યાદગિરી કાયમ રાખવા માટે તેમની મર્ણ તિથીએ એટલે દર વરસે ચાલુ વંશપરંપરા વૈશાક શુદી ૧૧ ના રોજ ગૌ આદિ અવાચક પ્રાણિઓને ખડ કપાશીયા ગોળ વીગેરે આપવા માટે અમારા તરફથી સભાને રૂ. ૫૦ ની રકમ આપવામાં આવશે તે સ્વીકારવા તથા તેની વાર્ષિક ગોઠવણ કરવા કૃપા કરી તસ્દિ લેશો. આમ થવાથી સભાની ધારણા પ્રમાણે મારા વડીલશ્રીનું નામ કાયમ રહે છે. માટે સભાએ ખર્ચના બોજામાં નહીં ઉતરવું એ મારી બીજી વિનતી છે.

વળી અમારા કબજાન ગીરોની જમીન વીઘા ૩૦૯ દાઠા તાલુકા નીચેના બોડકી ગામમાં છે. તે ગૌચરને માટે અને ગાયોના ખર્ચને માટે આપવા અમારા કુટુંબનો વિચાર થવાથી તે સંબધીનો દસ્તાવેજ છે તે તમામ હક સાથે સભાને અર્પણ કરું છું, એ ઉપરાંત બોડકી ગામમાં ગૌરક્ષણી સભા તરફથી ગાયો રહે છે તેને રેહેવાની સોઈ પણ અમારા ખર્ચથી કરાવી આપીશું તે સભા સ્વીકારશે ત્યારબાદ તેમના પર્મ સ્નેહી વકીલ દયાળજી કરશનજીએ પોતાના પદરનાં નાણાથી ગીરો માંડેલી જમીન વીઘા ૩૦ ગૌરક્ષણી સભાને દેશાઈશ્રીના સ્નેહની ખાતર અર્પણ કરી

સભાએ ઘણી દિલગીરી સાથે તેમની બ-

ફીસનો સ્વીકાર કર્યો ને પોતાની તરફથી પણ કંઈક યોજના કરવા દેવાની પરવાનગી માગી તેના જવાબમાં રા. ગીરજાપ્રસાદે જણાવ્યું કે હવે બીજા ઉપાયો લેવા મુખત્યાર છે. એમાં અમોને કશી હરકત નથી એટલે સભાએ પોતાના પરના દેશાઈશ્રીના ઉપકારના બદલામાં નક્કી કર્યું કે આપણે અંદર અંદરના ઉઘરાણાથી એક ફન્ડ ઉભું કરવું ને તેમાંથી દેશાઈશ્રીના જન્મ દિવસ ને દિવસે ગૌ આદિ અવાચક પ્રાણિનો (મર્હુમતિથી મીબાલે) મેળો કરી દેશાઈશ્રીનું નામ કાયમ કરી કૃતકૃત થવું.

ધન્ય છે દેશાઈશ્રીને કે પોતાની લક્ષ્મીનો યોગ્ય રસ્તે વ્યય કરી તમામ કોમના ગરીબ લોકોનો આશીર્વાદ લીધો. પોતાની પાછળ કિર્તિનો મોટો પુંજ તથા સત્પુત્રો મુકી પોતાનું નામ અમર કરી સઘળા સહૃદયહૃદયોએ દાખલો મેળવવારૂપ બન્યા. સત્પુત્રો હોતો દેશાઈશ્રીના પૂત્રો જેવાજ હોજો કે જેણે પોતાના પીતાએ લીધેલ રસ્તે ચાલી પીતાના નામને જેબ આપે તેવી રીતે ઉદાર દિલે ખર્ચ કાયમ રાખી તથા તેમાં બનતો વધારો કરવા ઠરાવ કર્યો. આ સાધારણ માણસથી ન બને તે સેહેજ સમજાશે.

રા. વકીલ દયાળજી કરશનજીને કાંઈ ઓછો ધન્યવાદ ઘટતો નથી સ્નેહી અને સત્પુત્રો હજો તો એવાજ હજો કે જેની વાહવા ન ગવાઈ તે છતે ધને રંક અને જીવતે છતે મુવ જેવાજ છે. દેશાઈશ્રી મરી નથી ગયા પણ અમર થઈ ગયા આવી સુકિર્તિ મેળવવીતો થોડાનાજ ભાગમાં હોય છે.

ત્યારપછી દેશભક્તશ્રીના વીરહની ઘણી અસરકારક અને હૃદય ભેદક કવિતા કવિ ભવાનીશંકર વી. નરોત્તમદાસે તથા કવિ જીવનરામ લક્ષ્મીરામની ગેરહાજરીમાં તેમના ભાઈ રા. ભીમજી લક્ષ્મીરામે વાંચી સંભળાવી સભાને દિલગીરીમાં ગરકાવ કરી તે બંને તથા મહુવા નીવાસી કવિ ત્રીભોવનદાસની કવિતા એક પુસ્તક દ્વારાએ બહાર પાડવા ઠરાવ ઠરયો છે.



॥ ॐ ॥

# हरि विरह बावनी.

## शार्दूलविक्रीडितवृत.

હે વિશ્વેશ વિભો દયા નિધિ સદા દીનાર્ત્તિ હર્તા હરિ !
તારા પૂર્ણ મહા પ્રસાદ વડઍ આનંદ સર્વોપરી;
તે જો આજ હરિપ્રસાદ વિછુટ્યો શોકાગ્નિ રૂપે રહ્યો,
ત્યાંહે શાંત પમાડ શોક સઘળો જાય નહીંરે સહ્યો. ૧

## राग परज.

અરેરે ઉદાર દેસાઈરે, હવે ક્યાં મળે હરિભાઈ! ટેક-
સંવત અઢારશો ઉપર સતાણું અષાઢ શુદી બીજ સોમ;
નાગર કુળ ભૂષણ જન્મેલા, ભાવનગરની ભોમ. અરેરે૦ ૧
હરિપ્રસાદ મળ્યે બહુ હુતે, સંતોષ્યા સંતોષરામ;
છગન હરીની જોડશું શોભે, રામ અને ઘનશામ. અરેરે૦ ૨
જોડા વિખુટી પડી પણ પડે, ધીરે કરી શુભ કામ;
ઉજ્વળ કીર્તિ જગતમાં કમાવી,રાખ્યું ઉત્તમ નામ અરેરે૦ ૩
સહુ બુદ્ધિવંતા બહુ બહાદુર, હઈયે હિંમતવાન;
સર્વ કળા સહુ વિદ્યાદિકના, સદ્‌ગુણી ચતુર સુજાણ.અરેરે૦ ૪
પરઉપકાર પણામાં પુરી, હોંશે ધરે ખુબ હામ;
દામ તથા બહુ દામ વળી,કહું ઠામ તણાં તે દામ.અરેરે૦ ૫

સ્ત્રી પુત્રાદિક સંતોષ્યિદ, ગોત્ય અહો! અભિરાત;
રાય સમાન રસાયત સર્વે છોડી ગયા ક્યાં ભ્રાત! અરેરે૦ ૬
આ સંવત્ ઓગણીસો છેંતાળીશ, વૈશાક શુદ બુધવાર;
શુભ પુણ્યકારી એકાદશિ દિવસે,પ્રભુ પદ પામ્યા સાર.અરેરે૦ ૭
ઉત્તમ જાતિ વિષે જન્મ્યાનું, સાર્થક કીધું કાજ;
શાસ્ત્ર વિહિત દયા દાન દીધેલાં. કામે લાગ્યાં આજ.અરેરે૦ ૮
આપતણું હિત તેમજ પરનું, ઈચ્છે આઠે જામ;
એવો સુજનતજીઆજ જતામાં ઉદ્વિગ્ન છીએ તમામ.અરેરે૦ ૯
કેમ ઉતાવળ તેં કરી આવી, બેઠો હતો શું બ્હાર!
ભવ્ય ભુવન તેં તૈયાર કરાવ્યો, વાસ્તુની ક્યાં હતી વાર!અરેરે ૧૦
સ્વર્ગ સમાન હતું વૈભવ સુખ, ખામી હતી શું કાંઈ?
તેમ છતાં વીર કેમ રિસાઈ, સંચર્યો સ્વર્ગની માંહી.અરેરે૦ ૧૧
ઈંદ્રાણી પણ આપી શકે નહીં, ઈંદ્રને જેવું સુખ;
તેવું તુજ પત્નીએ દેતાં પણ, તેથી થયો કાં વિમુખ. અરેરે૦ ૧૨
બાલક નાનાં બાપુ તણો લાડ, પાલક જાતાં પ્રાણ;
પ્યારા પિતા સુખ ચાખવા સરખાં, જોની કરે કલ્યાણ!અરેરે૦૧૩
પ્રિય આજ્ઞાંકિત સેવકનો તું, સારો હતો સરદાર;
પુત્ર પેઠે તેં પાળ્યો સકળને, (જો)રૂદન કરે ચોધાર.અરેરે૦ ૧૪
ગુણવંતા વિદ્વાન ગવૈયા, ગોતશે ક્યાં તુજ ઠામ!
સન્મિત્ર મંડળ આવિ ઉમંગે, લેશે તું વિણ ક્યાંઆરામ!અરે ૧૫
સત્ય પ્રમાણિકતાથી ચહે સહુ, મનમાં જન સહમાન;
તેમ ચહે સરકાર સુધાં પણ, આપી ઘણું સન્માન.અરેરે૦ ૧૬
વીર સુધીર અમીર વડો, અવની થકી ખોયો એક;
સજ્જન મણિનો વરણી શકું શું, સદ્ગુણ વાળો વિવેક!અ.૧૭

## ગઝલ.

### "દ્દા લાગી છે" એ રાહ.

પતિ સેવા કરનારી, અતિ સુખો આપનારી;
સતિ સમ છે સન્નારી, તું માટે ઝુરી મરે. પતિ૦ ૧૮
જેમ મીન જળવીણ, તલસે છે ભાગ્ય હીણુ;
તેમ તન કરે છે ક્ષીણુ, આંસુડાં આંખે ઝરે. પતિ૦ ૧૯
પ્રાણુપે સંપૂર્ણુ પ્યારી, શું તેને દીધી વિસારી;
કારી ઘા તું કેમ મારી, ગયો (સહૃ) ગુણુવંતરે. પતિ૦ ૨૦
જગમાં ન મળે જોડ, કોણુ પૂરા પાડે કોડ;
હરી તેં હરાવી હોડ, (રે) દયા નહિં અંતરે. પતિ૦ ૨૨
હે હરિ! હરિપ્રસાદ! સાંભળે ન કાં તું સાદ!
દીનની કો શુણે દાદ, ક્યાં દુલ્લો દેસાઈરે! હે હરિ૦ ૨૨
ગાડીની પછાડી દાડી, ભીડ વાડીની અગાડી;
'જય હરિ!' શબ્દ કાઢી, યાચે કોને સાહીરે. હે હરિ૦ ૨૩
દ્વિજ કુમારિકા દાંન, મુખ માગ્યા ધન ધાન,
કોણુ દેશે તું સમાન, હવે હરિભાઈરે! હે હરિ૦ ૨૪
હરિ! હરિ! શિવ! શિવ! જાયછે દીનોના જીવ;
ધજાંતો ધીંગી અતીવ, ધર્મની છેદાઈરે. હે હરિ!૦ ૩૫
ક્યાં ગયો ગોપાળ હરિ! ગાયોને સજીવ કરી;
હાલતો નિર્જીવ ખરી, હરિના વિયોગથી, ક્યાં ગયો૦ ૨૬
પૃથ્વી પુરાં પાણી ખાસ, દેશે કો ખરી ઉલ્લાસ!
ગોપ પ્યારો થયો નાશ, રે કુદૈવ યોગથી. ક્યા ગયો! ૨૮

અંધ પંગુ મૂક એવાં પ્રાણીઓને સુખો દેવા;
સન્મનુષ્યો હરિ જેવાં, જાણે પુણ્ય યોગથી. ક્યાં ગયો! ૨૮
અનેક પ્રાણી તણોએ, હતો આધાર ઘણોએ;
તજાવ્યો પ્રભુજી તોયે, તેં સદુ પ્રભોગથી. ક્યાં ગયો૦ ૨૯
યાચકોનો કલ્પ તરૂ, તે ઈષ્ટ પ્રદ ઉચરૂ;
દેવી કામ દુરઘા તણું, દૂધ ક્યાં હું દોઊંરે! યાચકોનો૦ ૩૦
દેવોને દૈવત ગણી, સેવા સન્યાસીની ઘણી;
ગાયોને બ્રાહ્મણો તણી, કોણ આશાઓ પુરે! યાચકોનો૦ ૩૧
શંકર ગિરજા શ્વાસ, વિષ્ણું લક્ષ્મી આદિવાસ;
તું મળે ન તેની પાસ, સૌ ઉદાસ છે ઉરે. યાચકોનો૦ ૩૨
તું હરિપ્રસાદ તોએ, હરિથી વધ્યો ઘણોએ;
હરિ પાસે ના રહ્યોએ, હરિરૂપ (હું) જોઉરે. યાચકોનો૦ ૩૩

## લલિત છંદ.

ભવન ભવ્ય ભૂરિ સમૃદ્ધિઓ, સકળ છોડીને શ્રેષ્ઠ સિદ્ધિઓ;
સ્વજનને ક્ષણે છેક છેતરી, અરર ક્યાં ગયો શ્રી હરી હરિ! ૩૪
શિશુ પિતા વિના રાંકડાં રડે, તજી જતાં પ્રિયા સોકમાં સડે;
કયમ દયા દિલે આવિ ના જરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૩૫
શશિ દિસે દિશા સૂર્ય ઝાંખમાં, મનુષ માત્રને અશ્રુ આંખમાં;
નિરખ પંખી ઝંખી જતાં મરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૩૬
પ્રમુખ! તારી ગોરક્ષિણી સભા, સુભગા ભાળસે ક્યાં મળી પ્રભા!
અકથ દુઃખ આ દાખવે ખરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ ૩૭
શિર ધુણાવીને સાદ પાડતી, બહુ રૂવેછ ગાયો બરાડતી;

ખિરજ દે દિસે હાથને ધરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૩૮
કુંભણુ ગામ દેસાઈ રાજ તું, કિધ સુધારીને તેં વિરાજ તું;
વિકળ વસ્તિ સૌ તું વિના નરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ. ૩૯
બહુ દિલે દુઃખી છે સ્વદેશિઓ, જીવન ખોઈ બેઠાછ ખેશિઓ;
મુખ બતાવિ આનંદ દે ભરિ, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૪૦
સુણિ વિદેશિઓ દિલગીરી ધરે, સ્મરણુ લોડરે લોડરે કરે;
પ્રિય જનો તણી પ્રીતિ વીસરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ ૪૧
હરખથી જશે ભ્રાંત ક્યાં હરે! શિતળ શીમલે માંગલેશ્વરે;
સુ-હૃદય સૌ જુવે વાટ તાહરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૪૨
અતિ વિદેશને દેશમાં અહા, સુજ્ઞન વૃંદ દે માન તો મહા;
પૃથ્વીમાં પુરી ખ્યાતિ પાથરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૪૩
અચળ કિર્તિ ઊમેરીને નવી, કુળ પરંપરા પૂર્ણ જાળવી;
અસલ ખાનદાની ખરેખરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ! ૪૪
શ્રમ લિધો સુવિદ્યા વધારવા, સકળ દેશિઓને સુધારવા;
પ્રય હિતેચ્છું તું ક્યાં મળે ફરી, અરર ક્યાં ગયો શ્રીહરી હરિ ૪૫
શ્રીયતિ સચ્ચિદાનંદ ભક્ત તું. જગતથી થયો શું વિરક્ત તું,
પણ તું દર્શને દે ન કાંજરી, અરર ક્યાં ગયો શ્રીહરિ હરિ! ૪૬

वसंततिलका वृत्त.

રે ક્રુરે કાળા ઉદરે ભુત શું ભરાયો?
ખાતાં ધરા પતિ ધનાઢ્યથી ના ધરાયો!
જે આ ઉદાર જનને પણ લાવિ યાદ,
લીધો સુહર્ષંદ હરી શ્રી હરીપ્રસાદ. ૪૭

## प्रमाणिका वृत.

હરિ પ્રસાદથી વિષાદ દૂર સર્વનો થતો!
હરિ પ્રસાદથી પ્રહર્ષ સર્વ અંગ વાધતો!
હરિ પ્રસાદથીજ રંક રાય તુલ્ય રાજતા!
હરી પ્રસાદથી સગર્વ સિંહ જેમ ગાજતા!
થઈ અરિ લિધો હરી, પ્રસાદ તેં હરી તણો! ૪૮
દિસે જનો પ્રતિ જરૂર, દૈવ ઝેરિલો ઘણો!
ઉતારિ ઝેર વેર મ્હેરથી તજી પ્રમાદને,
હરી લીધેલ દૈવ દે તું તે હરિપ્રસાદનો. ૪૯

## मालिनी वृत्त.

સમજ સમજ રે તું જીવ થા સ્વસ્થ ચિત્તે!
ઘટિત ન કરવો આ શોક મૃત્યુ નિમિત્તે;
ત્પ બહુ જગમાંહી, જેહનો છેજ ખાસો!
પ્રભુ ગૃહ પણ તેનો, જાણજે છેજ સાચો. ૫૦
અવિચળ યશ જેનો વિશ્વમાં ખૂબ વ્યાપ્યો!
જરૂરજ જીવ મારા જાણ તે સ્વર્ગ પામ્યો!
હરખથી હરિએ આ જે દીધેલો પ્રસાદ,
નિકટ હરી લીધો છે છોડરે તું વિષાદ !૫૧
પ્રભુ પરમ કૃપાથી તેમને પાસ રાખો!
સુખદફળ અમોને તે ચખાડીજ આપો!
અમર પદ મળ્યેથી પામિયા તે પ્રશાંતિ !
સુજનમુખવદો સૌ શાંતિ! ઓ શાંતિ! શાંતિ!!! ૫૨

## ઉપોદ્‌ઘાત.

### ટીકા સહિત.

### ગિતી.

વિકળ ઉર મ્હારૂં આ, કરૂણા ઊર્મિના પ્રલય વિશે ડૂલે
કાવ્ય-દેવિ ! ત્યાં રહિ રહિ, ભિન્ન -હૃદય ટેકવવે શું ભૂલે ??

ટીકા—કલ્પના એવી છે કે પ્રેમાળ દેશ હિતેચ્છુ-દેશાઈશ્રી હરિપ્રસાદના સ્વર્ગ વાસથી, -હૃદયમાં કંઈક અનિવાર દુઃખ મચી રહ્યું છે. તેને ઉદ્દેશી -હૃદયને કહે છે. અરે ! આ ગાભરા બની ગએલા ઉરમાં પ્રલયનાં મોજાં ઉછાળતો શોક, ડોલી રહ્યો છે. એમ વિચારીને જ્યાં રહેલી શાન્તિ આદિનું પોતા પાસે કશું ચાલવાનું નથી. આમ છે ત્યારે એ કાવ્ય દેવી -હૃદયમાં રહી રહી આ ભેદાઈ જતા ત્હારા આશરાને પણ, તું સહાય આપવામાં કેમ બે દરકાર રહે છે. ત્હારો ધર્મતો મનમાં ઉચ્ચ વૃત્તિ ખીલવવાનો છે. ત્યારે તું આવા શોક જેવા વિકારને ત્હારાજ સ્થાનમાં કેમ ભમવા દે છે ??

### વસંત તિલકા.

ભાનું વિવર્ણું નભ, શુષ્ક જણાય કેવું !
સૌન્દર્ય સૃષ્ટિ તણું આ જડ શુન્ય જેવું !!!
શે ઠામ ઠામ જગનો વ્યવહાર મન્દ !!!
તો કેમ ન્હોય રસના તુજ દેવી બન્ધ ? ૨.

રે પણ ત્હારી ભૂલ નથી. આ સૂર્ય ફીકો પડી ગયો છે. આકાશ પણ કેવું સૂકા જેવું જણાય છે? વિશ્વની રચના માત્ર, ચેતના વિનાની શૂન્ય બની રહી છે. સ્થળે સ્થળે જગતનો વ્યવહાર મન્દ દેખાય છે. અને ત્હારૂં પોષણ તો એજ છે, તો ત્હારી જીભ કેમ કરી ઉત્સાહ ગૃહી શકે? ૨.

## સોરઠો.

મંગળ સમય વિશેજ, દેવીનાં દર્શન જગે;
આજ કેમ મળશેજ, અનાથ ઓ મજ આત્મા. ૩

વળી ઓ દેવી ! ત્હારા સમાન દેવીઓનાં દર્શન તો, આ જગતમાં મંગળ સમયેજ થાય છે. તો તું આજ મ્હારા ઉરમાં કેમ સ્ફુરી શકે? અરે ઓ દુર્ભાગી આત્મા તું ખરે અનાથ છું. ૩

## લાવણી.

(ઘડી ઘડી ભણકાર ભામિનિ ઉંડી આકાશે આવે છે) એ રાગ.

" અનાથ ઓ ઉર? અનાથ ઓ ઉર? "આમશું અશ્રુ સારેથી?
વહી વહી દિન રેણું દગઝે દિલને શું દૂખ ભારેથી?
હું અનાથ, સોરઠ અનાથ, ગુર્જર અનાથ કંઇ ધારેથી.
કેમ રહે દિલ દાબ્યું જ્યારે હરિ ગયો સંસારેથી. ૪

મનનું સમાધાન મનજ કરે છે હા આત્મા તું અનાથ છે. રે? ત્હારૂં કોઈ સહાયક નથી. આમ બોલી બોલી આંસુ સાર્યા કર્યાથી. શું ફાયદો થવાનો છે? આમ રાત્રિ દિવસ પોતાની મેળેજ દુઃખનો ભાર તું વહ્યા કરે છે. અને

જાતને દબાવ્યા કરે છે. એથી શું કાંઈ જશે? મન પુનરપિ પોતાના પ્રશ્નને હરાવિ કહાડે છે.

હું અનાથ રહું છું, તે શું મ્હારા ફાયદાને અર્થેજ? એમ નથી. આખો કાઠિયાવાડ આ ગુજરાત પણ કંઈક અનાથ થયો છે. અને આમ છે ત્યારે વળી હું પોતે પણ એક કાઠિયાવાડી ગુર્જર છું ત્યારે આવી અનાથ સ્થિતિ મને કેમ ન સાલે? દેશનો સામાન્ય લાભ જતાં તો સમગ્ર હૃદયને અવશ્ય વધારે લાગે. દેશાઈશ્રીનો લાભ મને નહીં મળે તેનો મને શોક નથી, પણ એ સંસારેથી જતાં તો સમગ્ર દેશને હાની છે. ૪

## દ્રુતવિલંબિત.

હરિ પ્રસાદ જતાં મજ ઉરમાં, દિલગીરી ચક્રવે પદ ધારિન્હે;
વિષમ વાદી અનેક તરંગ તે, હૃદય ધૈર્ય દબાવિશમા વિદે!! ૫
ખટકિ હે મન સ્વાર્થે ન હેતુ ત્યાં, સહુજ સ્વાર્થ વસે ધનના વિશે;
હરિપ્રસાદ ગયા, ધનતો અહીં, સુવ્યય અર્થ સુ પુત્ર વિચારશે ૬

ઉપલાજ ભાવનું સવિશેષસ્પષ્ટથી કરણ કરવા કહેવું જોઈએ, કે આમ વિચારતાં તો આ હૃદયમાં દેશાઈશ્રીના મર્ણ સમાચાર સાંભળી દિલગીરી ચક્રવે રાજ્ય ચલાવતી થઈ છે. શરીરને રગે રગમાં તેનોજ પ્રભાવ વિજયી છે. પરસ્પર યુદ્ધ કરતા અનેક તરંગ હૃદયમાં ઉછળી રહ્યા છે, અને ધીરજને દબાવી શમાવી દીધી છે.

ઉચ્ચ ભાવનાનું જેને ભાન પણ નથી, તેવા પુરૂષો તો અતિ શોકનું. અતિ સ્વાર્થ એવું કારણ સમજશે એમ

નથી. સ્વાર્થે હાલ કાળ બહુ કરી ધનને વિશેજ વશી રહ્યો છે, દેશના દારિદ્રને લીધે. હરિપ્રસાદ સિધાવ્યા એ વાત સાચી છે. પરન્તુ એમના પાસે પુષ્કળ ધન હતું એમ જે કહેવાય છે, તે તો હજી અહીં છે. આનો સારો ઉપયોગ કરવાને તેના સત્પુત્રો કે–વિચારનાર તમે નજરેજ જુઓ છો. સ્વાર્થે અર્થે સંતોષ પામનાર પુરૂષને આ બસ છે. ૬

## शिखरिणी.

ખુંચે શું આ ઉરે સમજિ શકશે કોઈ વિરલા,
અને જાણે તેને ખટકતિ હશે અંતર શિલા;
ન જાણે તેને ના સમય કંઈ આ બોધ વદવા,
તથાપિ ઈચ્છાતો નિરખિ સમજો દેશની દશા. ૭
નિહાળો વિદ્યા જે ભટકતિ ગૃહે શર્ણું પરનું,
નિહાળો દેશે જે બળ વધિ રહ્યું આળસ તણું;
નિહાળો લોકો જે દિન દિન પ્રતિ દુર્બળ બને,
વિચારો કલ્પોતો સહજ સમજો ઉર શું ઝળે. ૮
નિહાળો લક્ષ્મીથી થન થન થતાં બાગ બગિચો,
નિહાળો તે ઠામે વિલસિ વસતા ગર્વિત જનો;
નિહાળો તેઓ જે પરશું હલકા ભાવથિ જુએ,
વિચારો કલ્પો ને સમજિ શકશો સ્હેજ સહુએ. ૯

ત્યારે આ હૃદયમાં શું ખુંચે છે? જે ખુંચે છે, તે જાણવાને સર્વે અધિકારી નથી. કોઈ વિરલાજ એ તો જાણી શકવાના અને જેઓ તે જાણે છે, તેના હૃદયમાં આ હૃ-

દમની પેઠે દુઃખ શલ્ય સાલ્યાજ કરતું હશે? નથી જાણતા તેને બોધ આપી સમજાવવાનો આ વખત નથી. જ્ઞાન અને તેની સહચરી ઉચ્ચભાવના, જે આવું સમજવાને અવશ્ય નાં છે, તેતો લાંબા સંસ્કાર પછીજ મળી શકે. તથાપિ જેને જાણવાનું બહુ કુતુહળ થતું હોય, તેણે દેશની આભારી દુર્દશા વર્તી રહી છે, તેની ઝાંખી માત્ર કરી લેવી.

દેશમાંથી ભટકતી ભટકતી વિદ્યા અમેરિકા ને યુરોપ સુધી પહોંચી પારકાનું શરણું સ્વીકારતી થઈ તપાસો, ઉદ્યમ ઘટતાં આળસનું જે પ્રાબલ્ય જોર ભેર વધ્યું જાય છે તે જુઓ, લોકોમાં દિન પ્રતિદિન દારિદ્ર વધતું જાય છે તે તરફ દ્રષ્ટિપાત કરો, આ સર્વના પર વિચાર કરો. કલ્પનામાં સર્વ ઉતારી જાઓ. એટલે મ્હારા હૃદયમાં જે કંઈ ચાલી રહ્યું છે, તે સર્વ સ્હેજ સમજાશે.

લક્ષ્મીનો જે બાગ બગીચાઓમાં થન થનાટ મચી રહ્યો છે. તે જુઓ, અને એ બાગ અને બગીમાં બેસનારામાં શો ગર્વ વિલસી રહ્યો છે તે તપાસો એવા લોકો પારકા તરફ કેવા તિરસ્કારથી જુએ છે તે લક્ષમાં લો. આ સર્વપર વિચાર કરો, કલ્પના ચલાવો એટલે મ્હારા હૃદયમા શું ચાલી રહ્યું છે તે સહુએ સમજાતાં વાર નહિં લાગે.

સમજાયું હશે જે. હું જેને વાસ્તે શોચું છું, તે કોઈ આપણા જેવું હાડ, ચામડી, માસનું ખોખું હતું. તેને શોચતો નથી. વિદ્યાને પુનરપિ દેશમાં લાવવી. ઉદ્યમને વધારવો, કારીગરોને તથા વિદ્વાનોને ઉત્તેજન આપવું, દેશને સ-

ઘર બનાવવો લક્ષ્મીને બાગ બગીચા જેવા વિલાસમાંજ ન રોકવી, પારકાને આદર આપવો, સર્વપર સ્નેહ ભર્યું જોવું આવી આવી અનેક ઉચ્ચ ભાવના એ હાડ, ચામડી, અને માંસના ખોખામાં ભરાઈ હતી. તેની ભણી આ શોકનો પ્રવાહ છે અને તે યોગ્યજ છે, એમ કહ્યા વિના નહિ ચાલે.

## शार्दुलविक्रिदित.

ખેંચાયું ધન દેશનું પુનરપિ તે સાથિ પાછું મળે ?
રેંસાયું બળ દેશનું પુનરપિ તે સાથિ પાછું ભળે ?
ધિક્કારી કરિ દૂર આર્ય જનની તે કિર્તિ મ્હોટી જગે?
તેને નીજ કરૂં ફરી દિલ વિશે કોને ન એ લાલસા? ૧૦
સત્સુતે સહુ લાલસા વસિરહે; સહૂ ભાગ્યથી સત્સુતો;
આવો આપણા દેશમાં મળિ શકે હજારમાં એકકો !!
આશા ઉચ્ચ ન સાધનો મળિ શકે; તે સાધનો જે કને;
તેને એ ક્રુર કાળ જો ગળી જતો, શું દુખના સન્મને? ૧૧
લક્ષ્મી તેમજ રાજ્યથી યશ મળે, તે બેઉમાં જે મદ.
તેને દૂર કરી કરી ઘસિ ઘસિ સેવા કરી દેશની,
કાળે આવિ અચિન્ત્ય હાથ ફરીયો તેવા મહા ભક્તને !!
શોકાબ્ધિ! ઉછળી છળી પ્રલયનાં ઊર્મિ ઉરે છાઈદે. ૧૨
સ્વર્ગે કિર્તિ તહારિ ગાય સહુએ ગાન્ધર્વ તેના સુરો!
પડછંદા ઘડિએ ઘડી કરિકરી ગાજી રહ્યા ત્યાં સુધિ,
તોએ ના રૂચતું હશે નહિં, તને શેદેશ ભક્તો રહે;
શાન્તિ ધારી અનાથ દીન સરખી છોડી સ્વભૂમી અરે? ૧૩

દેશનું ધનપર મુલકમાં જે ખેંચાઈ ગયું છે, તે પુનરપિ દેશમાં કેમ પાછું પ્રાપ્ત થાય? દેશનું બળ હિંદુ, મુસલમાન, પારશી, યુરેજીઅન અને જુદી જુદી ગ્નાતિમાં તથા બંગાળી, દક્ષિણી, ગુજરાતી, પંજાબી, એવા એવા દેશીય જથ્થામાં વહેંચાઈ જઈ, જે દ્વેશ ભાવથી જુએછે, તે પાછું શું કરવાથી સંપી જઈ એક થાય.

આર્ય દેશની જે મ્હોટી કીર્ત્તિ આપણા પૂર્વજોના વખતમાં હતી. તેવી કીર્તિ પાછી શાથી મળે? આવી લાલસા કયા દિલમાં નહિ થવી જોઈએ. જવાબ સર્વના જોઈએ તો સર્વનાં દિલમાં આવી લાલસા પણ એમ નથી કારણ કે દેશના સારા પુત્રોમાંજ આવી સારી લાલસા ઉત્પન્ન થાયછે, અને આ સમયે એવા સત્પુત્રો કોઇ મહાપુણ્યેજ ઉત્પન્ન થાયછે તે એમકે એકહજાર માણુસ ખોળીએ, ત્યારે માંડ એકજ આવી સારી લાલસા વાળો મળી આવે. વળી આ સારી લાલસા દિલમાં થઇ તેથી શું. તે બિચારો લક્ષ્મી જેવું સાધન હાથમાં નહોય તો દેશનું કેમ ભલું કરે? એટલે એમકે, લાલસા હોય અને સાધનો ન મળ્યાં, તો એ પુરૂષ કેટલેક અંશે નિર્થક થઈ પડેછે.

કોઇ સારાં યોગ્યે એવો—લાલસા અને સાધનોનો સદ્‌યોગ થઇ ગયો, અને એજ પુરૂષને કાળે ક્રૂર થઇ પકડી લીધો, તો સારા માણુસના અંતઃકરણમાં કેમ શોક ન વસે? ૧૧

દેશાઇશ્રીના કેસમાં પણ આમજ થયું છે. ઓ ક્રેમાળ

પુરૂષ લક્ષ્મી અને રાજ્યથી યશ—એ બન્નેના યોગથી-હૃદયમા જે મહામદ આવી જાય છે, તેને દુર ખસેડી ખસેડી પ્રસંગ મળે, દેશની તેં પૂર્ણુ સેવા બજાવી છે આવા દેશ ભક્તને અચિન્ત્યાં આવી કાળ ઉપાડી ગયો. ત્યારે ઓ શોક સાગ-ર, મદમત્ત બનીજા, મરાય તેટલા ઉછાળા મારી લે, અને આ -હૃદયને તેમાં ગુંગળાવી નાંખ. ૧૨

સ્વર્ગમાંય ત્હારી કીર્તિનું ગાયન જે ગાંધર્વો સૂર મેળવી મેળવી ચલાવી રહ્યા છે, તેના પ્રતિધ્વનિ ઘડીએ ઘડીએ અ-હીં સુધી ગાજી રહ્યાછે રે ! મળ્યુંછે તો સ્વર્ગ સમું ઉચ્ચ સ્થાન, અને તેમાં પાછો કીર્તિનો યોગ તુંથી ખસતો નથી, છતાં હું ખાત્રીથી કહુંછું કે, તુંને ત્યાં નહીંજ રૂચતું હોય, સ્વભૂમિને દીન અનાથ સરખી છોડીને ગયેલા દેશહિતેચ્છુ પુરૂષ સ્વર્ગમાં યશે શાન્તિ ધારી શકે ? ૧૩

## मंदाक्रान्ता.

ભેળે ભેળે બહુ બહુ શ્રમે રાખિ જે દેશ વિદ્યા,
તે વિદ્યાની કંઇ ટકિ રહી શાન્તિ તે ચાલી જાશે!
ભક્તોના જે ભટકિ ભટકી કંઇક વિચાર સીદ્ધા;
તેનાં આવા કવણુ સુખને જોઇ જોઇ ફૂલાશે ? ૧૪
ગૌ વિપ્રોમાં નિરખિ સઘળી આવડી દુર્દશાને,
અંન્તરમંહિ અકથ દુઃખની લાગતી લાહ્ય ત્યારે,
ધર્માર્થે જે વસિ રહિ મહા ઉન્નતિ ભેળ અંગે,
તે સત્યાર્થે સમજ હિન્દુ સૌ અન્ય તે શું વિચારે! ૧૫

લક્ષ્મીનું તે બહુ સમયથી શાસ્ત્રશું ગૂઢ યુદ્ધ;
તું સંગે તે વિનત બનીને સંપીસંધાઈ શોભી;
પર્માર્થોમાં વિલસિ વિલસી કીર્તીની કલ્ગિ ધારે;
પ્રેમીલીનું વધતું તુજના સંગમાં ચિત્ત લોભી. ૧૬
પ્રેમીઓતે તલસિ તલસી નેત્રમાં અશ્રુ લાવે;
વ્હાનારો તું ગહન ગગને ગમ થઈ ગયો અરેરે!
સારો સામે સમજિ નિરખી જે શકો એહ આંસુ,
જોવું રોવું લિખિત કરમે એવું તે ના ફરેરે. ૧૭
પ્રેમીઓના વિરહ દુઃખનો વર્ણવું શો વિલાપ;
જાણે છે સૌ અનુભવ થકી પ્રેમની કષ્ટ કહાની.
સ્વાર્ગાભોગે રહિ રહિ ત્યહાં દ્રષ્ટિ દે ગેકવાર;
આપી થૈ એ કૃત કૃત સંહુ તૂજને ધન્ય વાની. ૧૮

કષ્ટો વેઠી વેઠી બહુ બહુ શ્રમ ઉપાડી ઉપાડી જે તદ્દન નાબુદ થવામાં તત્પર એવી વિદ્યાને જે સાચવી રાખી તે વિદ્યા ત્હારા સમાન પુરૂષોનાં અસ્તિત્વ વિચારી કંઈક ટકી રહી હતી. આમ તેના ભક્તો જે વિદ્વાન લોકો તેમના વિચારને બહુ બહુ ભટકયા પછી જે થોડી ઘડી સિદ્ધિ મળી તેતો ત્હારા જેવાના ગમનથી પાછી ઉચ્છેદ થશે. બિચારી વિદ્યા હવે કેમ કરી ફુલાશે વા શાન્તિ ધારી શકશે. ૧૪

ગાય અને બ્રાહ્મણ એ બે વર્ગમાં, જે આવી પ્રબળ દુર્દશા આવી વસી છે. તેને જોઈ જોઈ ત્હારા અંતઃકરમાં-મહાઝાળ લાગતી અને દુઃખ અકથ પીડા કરતુ. આ બેક

એટલે ગાય અને વિપ્ર, એમના અંગે જે આ દેશની ધર્મ અને અર્થ વિષયની ઉન્નતી આધાર રાખે છે, એવી સાચી સમજ, જ્ઞાનમાં બાળ જેવા અન્ય પુરૂષો શું કદી સમજી શકશે? વિદેશિઓ કહે છે કે, જે દેશની ખેતી ખરાબ સ્થિતિમાં. અને વિદ્વાનો રખડતી હાલતમાં, તે દેશે ઉત્કર્ષનું સ્વપ્ન પણ ન લાવવું. આર્યાવર્તમાં તો વિપ્રોનું કહેવાનુંજ માન રહ્યું છે. અને ગાયના ગળા પરતો બહુ વખતથી છરી ચાલી રહી છે. ૧૫

લક્ષ્મીએ જે શાસ્ત્ર (વિદ્યા) સાથે લાંબા સમયથી ઘોર યુદ્ધ મચાવી રાખ્યું છે તે ત્હારા સંગમાં આવીને નમતા શીખી હતી, અને વિદ્યા સાથે સંપી, જોડાઈ, અને શોભા ધારી રહી છે ત્હારા આશરે તે લક્ષ્મીએ પરમાર્થીમાં વિશ્વાસ કરી ખરા કીર્તીની ટીપ ધારણ કર્યો છે. નમ્ર થઈ પરમાર્થ બુદ્ધિ રાખવામાં એને એવો મહા સ્વાદ મળ્યો જણાયો એમએમ એ પ્રેમીલી ત્હારા સંગમાં રેહેવા વધારે વધારે લોભ રાખતી થઈ. ૧૬

વિદ્યા, ગાયો, વિપ્રો, અને લક્ષ્મી આ પ્રેમીઓ ત્હારે વાસ્તે તલસી તલસી આંખમાં આંસુ લાવે છે. અરેરે! એ આંસુનો લ્હોનાર તું તે તો ઉંડા આકાશમાં ગુમ થઈ ગયો છે.

આ આંસુની જેને સમજ હોય વા જે જોઈ શકતા હોય, તે સૌ બદલામાં સામા આંસુનો વરસાદ વરસાવો, આવું, આવું, જોવું અને જોઈ જોઈને રોવું, એવુંજ આપણા ભાગ્યમાં લખાયું હશે. !?! ૧૭

પ્રેમી જનના વિરહ દુઃખનો વિલાપ તે કેટલોક ગાઉ ઓ પ્રેમના અનુભવી તું, પ્રેમ કષ્ટની કહાણીથી ક્યાં અજાણ્યો છે. સ્વર્ગના વિસ્તારમાં રહયો રહયો એ તું, એકવાર અમને દર્શન આપ જેથી તને ધન્યવાદ આપી અમે કૃતાર્થ થઈએ. ૧૮

## वसंत तिलका.

આપી કૃતાર્થ થઈએ, મુખ ધન્ય વાણી;
તું દેશ ભક્ત જનને, વડિ એ કમાણી.
ને ઈશ પાસ કરજે દ્રઢ પ્રાર્થના જે;
આ દેશ ઉન્નતિ સદા, ઉદયે વિરાજે. ૧૯

મુખેથી ધન્યવાદ આપી અમે કૃત્ય કૃત્ય થઈએ. દેશ ભક્તાજન જેનું તેને આ એક મોટી કમાણી છે પ્રભૂપાસ એવી દ્રઢ પ્રાર્થના કરજે જે આ દેશની ઉન્નતિ સદા ઉદયજ ધારી રહે. ૧૯

## માલિની.

ઉદય ચ્હડિને ચ્હડીને, ઉન્નતિ રાજશે હયાં,
અરજ કરિ કરીએ ઈશશું માગી લેશે;
ધડિ ધડિ ખટકીને, હીરને છેદતી કાં,
દલગિરિ ઉરમાં શું, સર્વદા આમ હેશે.
થયું ન ન થયું થાશે, આવિ નિભાવી લેવી,
ગુમ થયું મરણે તે પાછું, ના દ્રષ્ટી દેશે;
અફળ સફળ આતો, અન્યને શીખ દેવી,

હૃદય! તદપિ તું શું, સર્વદા શોક રહેશે. ૨૧

સજળ નયન ત્હારાં, નીરખી સ્વર્ગ માંહે,
પ્રિય હરિ ઉર કુળું, કેટલી પીડ વ્હેશે,
અપિ અપિ ઉર તું તો, દેશ ઉત્કર્શ ચાહે,
દલગિરિ ધરિ આવી, ક્યાંસુધી મંદ રહેશે. ૨૨

સમજુ સકળ બેઠા લક્ષ્મીવાળા સુણે છે,
મુખપર વિલસે છે, રંગ ફીકાશ વસે;
તદપિ દિલગિરી, ઓ! દીલમાં શું ધુણે છે,
વિરમ વિરમ કહેતાં કેમ તું ઠેઠ પેસે.

ઉન્નતિ ઉદય વધતી વધતી આ દેશમાં શોભી રહે, એવું-પ્રભુ પાસે અરજ કરી-એ પ્રેમીજન માગી લેશે. આમ પ્રતિતિ છતાંય, ઓ દિલગીરી, સર્વદા હૃદયના હીરને ખટકાવતી ક્યાં સુધી રહીશ? ૨૦

થયું તે ન થયું થવાનું નથી. આવી પડે તે નીભાવવું, એજ મનુષ્યનો ધર્મ છે. મરણથી ગુમ થયું તે કોઈ પાછું આવ્યું નથી, એ પણ સત્ય છે. માટે આ શોક, પરિતાપ, શોચ, આદિ સર્વ અફળ છે, એવી બીજાને આ સમયે તો શીખ આપવી જોઈએ. તેને બદલે સર્વદા શોકજ સહન કરીશ? ૨૧

ત્હારાં નયન સજળ જોઈ, સ્વર્ગમાં વિરાજતા પ્રિય હારપ્રસાદના કોમળ અંતઃકરણમાં શું નહીં થતું હોય, તે-

નો વિચાર કર. અંતરમાં દેશ ઉત્કર્ષની વડી વડી ચાહના ધારે છે, ત્યારે એ હૃદય, ઉદ્વેગ ધારણ કરી કયાં સુધી આવી મંદતા ધારણ કરશે. ૨૨

સમજુ લક્ષ્મીવાન લોકો ત્હારા સમક્ષ બેશી આ સાંભળે છે, તેના મોં ઉપર પણ ફીકા રંગે સમ્રાજ્ય ધારણ કર્યું–તોય હજુ હૃદયમાં મચાવતી ધૂન કાનથી છોડતી? અરેરે જેગ જેમ હું તને શાન્તથા, શાન્તથા, એમ કહું છું તેમ તેગ તો ઉંડે ઉંડે પેસતી જાય છે. ૨૩

### સોરઠો.

પેસે છે દિલ ઠેઠ, જ્યાં વસિ દેશ હિતૈષણા;
તમપર વસિયું, દેશ ભલે આપણ ભલું. ૨૪

જે દિલમાં દેશ હિતની ઈચ્છાઓ વસી રહી છે, તેજ દિલમાં દિલગીરી ઉંડે ઉંડે પેસતી જાય છે. આ દિલ, એ શેઠિઆ સજ્જનો તમારાપર વશી રહ્યુ છે. જાણોજ છો જે, દેશના ભલામાંજ આપણું ભલું છે. એટલે દેશાઈશ્રીના સદ્‌ગુણનું દ્રષ્ટાંન્ત લો. એમ પુનરૂક્ત નથીજ કરતો.



## સૃષ્ટિનો શોકમય આભાસ.

### મંદાક્રાંતા.

દીશાઓ આ સહુ પડિ ગઈ, આ જથ્થો ભાનુ અસ્ત,

આકાશેથી ઉડુ ગણુ પડે, સૂકલાં જેમ પત્ર;
ભાગે ગાત્રે પતન પળતો; શૂન્યતા વ્યાપિ ઘોર;
ઝુરી ઝુરી વિહગ સરવે, આપિહ્યાં મંદ શોર. ૧
શાહી ઢાળી ધરતિ પરને, વ્યોમમાં આજ ભાસે,
વારી માંહે, તરૂવર મહીં, વેલડી પુષ્પ માંહે;
શૈલે શૈલે અખિલ ભૂવને, બાગ મોટાં વનોમાં,
કીધો ભાસે, કુદરત બધે, લેપ શું શામતાનો. ૨

---

## પ્રશ્નનો ઉત્તર.

### ગીતિ.

કારણુ રસ ઉભરાતાં, શિથિલ વિથિલ સૌ અંગ થયાં ભાસે;
કાવ્ય વીચિમાં ડુમ્યું, હૃદય વિલાપ કરે છે નિશ્વાસે. ૩

---

## –હૃદયની મુઝવણ.

### શિખિરિણી

અરે મારા શેષે પદ, શિથિલ થૈ ભાગી પડતા?
અને શ્વાસોથી શું, અગનમય અંગાર ઝરતા ?
બરાડે ઘેનુ આ, ભયકર ધ્વની મૂખ કરતી !!
થયું ભૂડું કાંઈ, સુચવિ રહિ આ આંહિ ધરતી.. ૪

### શોકનું સત્ય કારણ.

અરે આશું સૂણું હરિવિર તણું ભાવિ નિપજ્યું !

ખરે તેથી તેથી વિધવ સઘળું ભૂતળ બન્યું,
મહા મોધી ગાયે ટળવળતિ એ ઘોર પિડથી,
વદી ત્રાહી ત્રાહી લથડતિ વિપત્તી અસહથી. ૫

---

## આ મૃત્યુથી શોકનું કારણ.

### હરિગીત.

આ સૃષ્ટિનો શ્રૃંગાર, ને હીરોજ હિંદુસ્તાનનો,
એ તારનારો આર્યનો, શાણો સખા વિદ્વાનનો,
વિદ્યા વિનયનું રૂપ, રૂપજ ધર્મ ભલમનસાઇનું,
સાલે નકો દિલરૂપ, એવું દીવ્ય હરિપ્રસાદનું ? ૬
શ્રીમાનએ, ધનવાનએ વિદ્વાનને સૌ આર્યનો,
જો ગણાતો એહતો આશ્રય એક દેશહિતેચ્છુનો,
કારીગરોને કામ દાઇ, રંકનો રક્ષક મહા;
એ વીરનાજ પ્રભાવથી આનંદમાં સહુ માલતા. ૭
ભાગી પડયો એ સ્તંભ જે આધાર સૌ આગારનો;
તૂટી ગઇ દોરી થયોરે નાશ હૃદય આધારનો;
સૂકાઇ પ્રેમ સરીત, નવ રહ્યું ઝાંઝવાનું વારિએ;
પીડાય તૃષિત બનિ બનિ શા હાલ ગુર્જરના હવે ? ૮
સૂવાસ નષ્ટ થતાં ભમેશું ભોગિ ભૃંગ ઘડીત્રડી,
આ હૃદય આમ અસહ્ય વિલેપે કેમના ફાટી પડે.

### નિરાશ્રીતની સ્થિતિપર દયા.

લોહી હવે કો આંસુકરથી રંકને સંભાળશે ?

તનમન અને ધન સોંપિને આ શ્વાસ કો જન આપશે ?
કથશે કવણ જીવ્યા સુધી કવિ આ હિરો' મમ આગળે ?
રે રે ગજબ થયો લોક રૂઓ મૂખ મૂકી મોકળાં. ૯

ઓ સ્નેહિ સર્જ્જન સહુ તમારો સ્નેહ આ સ્થળ દાખવો,
નિશ દિન હતો હિતકારિ તે થયો ગૂમ મીઠો માળવો.
ક્યાં ફિર તમારૂં બોલશો વિદ્વાન જન ઓ વીરલા?
નવ અન્ય કો ઉપાય તો જન મૂખ મૂકો મોકળા. ૧૦
રે સુખ ગયું; આનંદ ગ્યો; ગયું હિત હેતુ સાથ સૌ;
ગ્યુ જીવવાનું સત્વ; ને રોવાનું અહિં બાકી રહ્યું.
ક્યાંથી હવે જોશો તમે ઉત્સાહે નયનો નિર્મળાં?
નહિં રહી શકો રોયા વિના જન મૂખ મૂકો મોકળાં. ૧૧

---

## સ્વર્ગવાસીનું ગુણ સ્મરણ.

### મંદાક્રાંત.

નોધારાનું સ્થળ રૂડુ હતું બે ઘડી બેસવાનું;
ક્ષુધાર્થીને અખુટ અન હતું એ સદા પામવાનું,
વિદ્વાનોનું મનહર હતુ ક્ષેત્ર તે ખેલવાનું;
હા! હા! એતો ત્રુટિ ગયું બધું; વિશ્વ શુન્યાત્મમાનું. ૧૨

### હરિગિત.

રાંડી સુબાળા રાંકડી હોંસીલિ વિદ્યા હિંદની;
આ પ્રેમ પાત્રજ ત્રુટિયુ અવધી ન રહિ કંઈ દુખની;

કયુ હ્રદય એવું મૂઢ, પાપી શૂણી આ નહિં પીગળે?
ને નયન એવાં કવણનાં જ્યાં અશ્રૂ ધા ર નહિં ઝરે? ૧૩

---

## સ્વર્ગવાસીને સંબોધ.

### સિખિરિણિ.

હજારોમાં તારી હલક મમ રૂદે રહી ગઈ;
હવે દાઝું દાઝી સ્મરણુ દિનનીશા કરિ કરિ.
ન કાંઇ તું જાતાં હ્રદય થકિ જે છુટતું નથી;
તથાપી એ પાપી ફૂટ ફૂટ હજુ ફાટતું નથી. ૧૪

### કાળની ક્રુરતા.

નમારે ને રાખે પરચુંટિ લઇ પંખિ નબળું.
કદી એવું નોયે ક્રૂર હ્રદય કો ઘાતકિ તણું;
અરે એનાથીએ અધમ વૃતિ શું કાળ અહિ તેં;
પરો કાપી જૂએ હ્રદય દુખને ક્રુર થઇને. ૧૫

---

## વિધા અને માયને સંબોધન.

### મંદા ક્રાંતા.

રે! રે! વિધા! નરવર તને લાડથી રાખનારો,
હોંસીલો તે સ્વરગ પળિયો મૂકિને હાથ તારો;
શોકાગ્નીમાં કર પુરિ હવે તારી જીંદગાની,
ભાગ્યે તારે નિરમિત હશે સ્થીતિ આ દીનતાની. ૧૬

ર ! પેનૂ નિજ નયનથી વારિ સોનાર વીર,
તારા દૂખે તનમન હને ધૂમિયો રાખિ ધીર.
આપું તુંને મન ધન વપૂ એહને હા વિયોગે.
રોરો બાપૂ કરકર ઘટે શોચવું ઝાઝું તુંને. ૧૭

## શિખિરિણી.

પડયો હૈડે જે મ્હા, જખમ કદિ કોઇ શું સમજે,
અજાણ્યા હોયે તે, અનુભવિ હશે તે પરખશે,
અને જાણે તે એ રૂઝવે ન શકે દૂખ ઉરનું,
સિઝાતા હૈયાને સિઝવી સિઝવી એવું ઝુરતા. ૧૮

---

# સંશોચ્ય વસ્તુનો ક્રૂરકાળ વિપર્યય.

## હરિગીત.

વિદ્યા! અને ઓ! પુણ્ય! ને ઓ! ધર્મ! તમ સાર્થક ગયું;
હા! રંકનું એ રત્ન પાપી ક્રુર કાળે રોળિયું;
શ્રૃંગાર ઊતાર્યા અરે સૌ આંખિ દીસેછે કળા,
રેરે ગજબ થયો શોક રૂઓ મૂખ મૂકી મોકળાં, ૧૯

## મંદાક્રાંતા.

પાપી કાળે વજર થકી હા કલ્પ એ વૃક્ષ કાપ્યું;
તેની સાથે ગરિબ જનનું જીવવું એ ઉથાપ્યું;
કો'ની છાયા સમિપ જઇને ખેદ મારો વિરામું ?
આત્મેચ્છાઓ તૃપત કરતા કો' હવે એમ પુછું. ૨૦

### હરિગીત.

ને અંધની ચક્ષુ ગઇને પાંગળાના પાય ગ્યા;
બંધુ વિનાના જનતણા રે! હાથ આજે તૂટિયા;
રોગયાનો વૈદ્ય, ને દાતા દયાળુ દીનનો,
આજે ગયો રે! ગજબ થયો જન મૂખ મૂકી મોકળાં. ૨૧

---

## સ્નેહીજનની સ્થિતિ.

### મંદાક્રાંતા.

ભૃંગો જેવાં કમળ ખરતાં, જોડિ જીરાફ જાતાં,
કૂમૂદીને હિમ કર જતાં, પ્રાણિ વા ક્ષીણ થાતાં,
પાણી જાતાં મિન તરફડે, બાળ માતા ગયેરે,
તું વીયોગે પ્રણયિ વિર સૌ ઘોર સંતાપ પામે. ૨૨

---

## હૃદયનો પુનરપિ ઉભરાઇ જતો શોક.

### હરિગિત.

હા શોક અબ્ધિ ઉછળ્યો આવે તરંગો તાડતા;
શુધ બુદ્ધ ભૂલાવી અને આ અંગને લથડાવતા;
આવે તમર ફરતું મગજ જે ક્ષીણ થઇ જાયે ઢળી;
તોયે રહી અંતર વિષે તે ઉરમિ ઝાલકના ટળી. ૨૩

---

## સ્વર્ગ વાસીની જોડીનો જગતમાં મિથ્યા શોધ.

### મંદાક્રાંતા.

જેની ભૂજા સતત રહતી દાન સંકલ્પ માંહે;
પ્રીતી જેની કવિત લહરે વેદની ધુન માંહી.
નેત્રો માંહુ ઝરણ ઝરતાં પ્રેમનાં સાધુ જોતાં;
દેખાડોરે કવણ જન છે આર્યની આ ભૂમીમાં. ૨૪

### હરિગીત.

ખોળ્યા સજન, ખેળી ભુમી, કંઈ શૈલ્ય જોયા સામટા;
જોઈ નદી, જંગલ, સરોવર, હંસ, ને કંઈ સોહડા;
દાનિ, ગ્યાની, ધર્મિ, ને તાજી નિહાળિ ઔષધી;
સૌ જગત જોઈ હું વળ્યો નાહિ ક્યાંઈ એ તારી રતિ. ૨૫

---

## પાંચ તત્વોને સંબોધન.

### મંદાક્રાંતા.

ભાઈ તારો રવિ તજી ગયો આર્યની આ ભુમિકા,
તારી કાંત્તી ઉરવિ અરધે તેહનીતો બધામાં;
એવી બાહુ પડિ ગઇ હવે; બાળ ઝંઝાળ સર્વ.
છોડી દેતું ગમન કરવું ધારિ રીકાશ ચર્મ. ૨૬
રે વાયુ! ઓ નમન કરતો તૂજને ઠામ ઠામ;
પુત્રાથીએ વધતું પ્રિયમાં રાખતો નિત્યમાન.
તુંને સોપું ગુંજ હૃદયની પાત્ર ધારી પ્રિતીનું;

માટે વાયૂ વહન કરતો આજથી બંધ થાતું, ૨૭
રે ભૂમીકા ભગવતિ તને લાડમાં પોશનારો,
એની જેવો નથી જનમિયો શાંતિ દાતા તહારો,
ફીકું પીળું વદન ધરિને શોક અમ્રી સહી રહે,
પાતાળે જૈ સકળ દિલને તો હવે રે દહી દે. ૨૮
રે! રે! ઉંચા ગગનેપટ! ઓ! તાહરો કાળ ખૂટયો,
જેની નીતી સત ધરમથી તું ઉચ્ચે ત્યાં ટકયોતો,
તેવો મોટો મુળ થકિ થયો ભાગીને ચૂર્ણ થંભ,
માટે તૂટી જલદિ પડ તું, શું કરે વાર સ્વંભ. ૨૯
ઓ! નીધી! ઓ! સલિલ સરિતા જેહના પાય ધોઈ;
થાતા અંગે મળ રહિતરે, જેહના સ્પર્શવાથી,
જે અંગોથી પુનિત જનનાં તેહ થયો આજ ભસ્મ,
માટે ખોળો ઉરવિ પળમાં ના કરો વાર રંચ. ૩૦

**સમાપ્ત.**

## "એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ."

ઉપરના નામનું છાપખાનું થોડી મુદત થયાં અમોએ પાનકોરને નાકે ધાંચીની વાડીમાં ઉઘાડયું છે. સાંચા, ટાઈપ વિગેરે તદન સર્વ સામાન નવોજ છે. અમારા પ્રેસમાં ઇંગ્રેજી, ગુજરાતી, બાળબોધી, વિગેરે સઘળું કામ થાય છે. તથા ઘણીજ સારી રીતે અને કીફાયતથી તેમજ માગેલી મુદતમાં કરી આપીએ છીએ. માટે જે સાહેબોને કાંઈ છપાવવું હોય તેમણે નીચે સહી કરનારને મળવું અથવા પત્ર લખવો.

| | |
|---|---|
| અમદાવાદ. | **નથુભાઇ રતનચંદ મારફતીયા.** |
| પાનકોરને નાકે ધાંચાની વાડી. | એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસના માલીક. |